# વીર કેસરી નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**—સ્થળ જેલમ નદીનો કીનારો, રાજરજવાડાઓની સભા, સીકંદર મહાન એલેકઝાંડરને નદી ઉતરતો અટકાવી યુદ્ધ કરવાની ક્ષત્રિ રાજકર્તાઓએ પ્રતિજ્ઞા કરવી, ઇંદીરાકુમારીએ યુદ્ધમાં વિજય મેળવનારને પરણવાની પ્રતિજ્ઞા કરવી, જય માટે હીંદદેવીએ પ્રગટ થઈ આશીષ આપવી, સીકંદરના દુત એલ્ફીસ્ટીયનને સભામાં બોલાવવો, દુતે રાજકર્તાઓને સંધી કરી માર્ગ આપવાનો સીકંદરનો પેગામ સંભળાવવો, પુરૂરાજ (પોરસ) પ્રમુખ સર્વ રાજકર્તાઓએ સીકંદરનો પેગામ નાકબુલ કરી યુદ્ધ આરંભવાનો જવાબ આપવો તેથી સીકંદરશાહ સાથે દુતે કરેલા સંકેત મુજબ એક તીલસ્માતીક સંદુક કે જે તોપ છે તેના જોરથી દુત સભામાંથી અંબાલીકા રાજકુમારીનું હરણ કરી ચાલ્યો જાય છે.

ટેબ્લો.

**પ્રવેશ ૨ જો**—સ્થળ રાજમહેલ પાસેનો રસ્તો; ગુણવંતી તથા સુહાસીની પોતાના પતિ કે જેઓ પરસ્ત્રીલંપટ છે તેઓને ભય પમાડી યુક્તિથી ઠેકાણે લાવવાની આમનસામન સલાહ કરે છે, તેવામાં ત્યાં રતુમલ આવે છે, સુહાસીની તરફ પ્યારના ઉભરા કાઢે છે, સુહાસીની તેને મળતી થઈ પોતાને મુકામે આવવા કહે છે રતુમલ જાય છે, બાદ પોકળસીંહ આવે છે, ગુણવંતી પ્રત્યે પ્યાર જાહેર કરે છે, તે પણ પોકળસીંહને પોતાને મુકામે આવવા કહે છે.

**પ્રવેશ ૩ જો**—સ્થળ જેલમ નદીને કીનારે સીકંદરની છાવણી એલફ્રિસ્ટીઅન અંબાલીકાને ઉઠાવી લાવી તેને શાહ સાથે સંધીના

કરાર કરવા સમજાવે છે ભય આપે છે, અંબાલીકા તે વાતને તરછોડી કાઢે છે, બંનેમાં રસાકસી, હથીયારોથી પરસ્પર હલ્લો કરે છે, સંકેત મુજબ સીકંદરશાહનું ત્યાં અચાનક આવ્યાનો ડોળ કરી આવવું એક્રિસ્ટીયનને જખરી કરતાં રોકવો; એક્રિસ્ટીયનનું જવું અંબાલીકા સીકંદરને જોતાંજ મોહ પામે છે, સ્વદેશ પ્રત્યેની લાગણી જતી રહે છે. સીકંદરશાહ અંબાલીકા પ્રત્યે માનભરી રીતે વિનય કરે છે. અંબાલીકા પ્રેમાસક્ત બની સીકંદરને અનુમોદન આપે છે, સીકંદર આશ્ચર્ય સાથે અંબાલીકાના મનનો ફેરફાર સમજી જાય છે. અને તેનો લાભ લઇ અંબાલીકા તરફ દીલસોજી જાહેર કરે છે, અંબાલીકા મરમાળી ભાષામાં શાહનો પ્રેમ માગે છે. સીકંદર વિષય વીલાસને ધીક્કારનાર હોવાથી અંબાલીકાની માંગણીને અંતરથી નાકબુલ કરે છે પણ રાજ્ય પ્રકરણીય નીતીને અનુસરી સમયાનુસાર અંબાલીકાના પ્રેમનો સ્વીકાર કરે છે, અંબાલીકા પંજાબ દેશ જીતાવી આપવાની, પુરૂરાજને કેદ કરવાની, તથા છુપી રીતે અચાનક હલ્લો કરવાની યુક્તિ બતાવે છે. બદલામાં પોતાના બંધુ તક્ષશીલને પંજાબનું રાજ્ય આપવા તથા ઇંદીરા રાજકુમારી તેની સાથે પરણાવી આપવાની શરત કરે છે. સીકંદર સર્વ કાંઇ કબુલ કરે છે. તેવામાં અચાનક નદીમાં મુહાન જળચર પ્રાણી જેવું તરતું દેખાય છે. સીકંદર અને અંબાલીકા તે જોવા નદી કાંડે જાય છે જળચર પ્રાણી સ્ટીમરનાં રૂપમાં ફેરવાઈ જાય છે સેના સાથે પુરૂરાજ તેમાં માલમ પડે છે. સીકંદરને ભયભીત કરી પુરરાજ અંબાલીકાને છોડાવી જાય છે.

## ટેબ્લો.

**પ્રવેશ ૪ થો—**સ્થળ ઇંદીરાનો મહેલ સુંદરી અને સાહેલીઓનો પ્રેમસંભાર સંબંધી આનંદી વાર્તાલાપ, ઇંદીરા તેગસીંહ વીગેરે

આવે છે લડાઇમાં ઉતરવા સેન્યની વ્યવસ્થા કરે છે. તેગસીંહ પોતાના પુત્ર સરોજને દેશ સેવામાં રજુ કરે છે, તેગસીંહને લશ્કર લઈ આવવા, જવાનો હુકમ ઇંદીરાનું આરામ માટે જવું. પૂર્વ પ્રેમી સરોજ અને સુંદરીનો પ્રેમી મેળાપ.

**પ્રવેશ ૫ મો**—સ્થળ તક્ષશીલનો મહેલ તક્ષશીલ ઇંદીરાને મેળવવા માટે યુદ્ધમાં વિજય મેળવવા નીશ્ચય કરે છે. ઇંદીરા આવેછે. તક્ષશીલની આસકતી. યુદ્ધમાં વિજય થતા ઇંદીવાનું કહેવું. તક્ષશીલ અંદર જાય છે. અંબાલીકાનું આવવું ઇંદીરા અને અંબાલીકાની સીકંદર સંબંધે વાતચીત, અંબાલીકા શાણુપતથી ઇંદીરાને ફોડાવાની તજવીજ ચલાવે છે, ઇંદીરા તેનો આશય સમજી જાય છે, બન્નેમાં મત ફેર વાદવીવાદ અને વીરદ્ધત્તા ઇંદીરા જાય છે. તક્ષશીલ આવે છે અંબાલીકા તક્ષશીલને ભંભેરે છે, ઇંદીરા પુરૂને ચાહે છે, અને પ્રતિજ્ઞા કરી છે તે એક પુરૂના લાભ માટેજ છે, એવું દસાવે છે, બગીચામાં પુરૂ તથા ઇંદીરાને છુપા મળેલા આપવાનો ઠરાવ કરે છે.

**પ્રવેશ ૬ ઠો**—ઇંદીરાનો બાગ, ઇંદીરા પુરૂ સંબંધે પ્રેમોદ્‌ગાર કાઢે છે, પુરૂરાજ આવે છે, ઇંદીરા તેને અંબાલીકાના ફરેબની હકીકત જણાવે છે, પુરૂ તેઓ ખુટેલને છોડી દેવા વીચાર રાખે છે, ઇંદીરા તક્ષશીલને હાથપર રાખવાની સલાહ આપે છે, પુરૂ તે સલાહ માને છે, અંબાલીકા તક્ષશીલ સાથે આવી પુરૂ અને ઇંદીરાને ગુપચુપ વાતો કરતાં બતાવે છે, તક્ષશીલ તે જોઇ વ્હેમાઈ ક્રોધ પામે છે.

**પ્રવેશ ૭ મો**—સ્થળ પોકળસીંહનો મુકામ, સુહાસીની પાસે રાહુમલ આવે છે, કામક્રીડાની માગણી કરે છે. સુહાસીની તેને બનાવે છે. સંકેત મુજબ ગુણવંતી પુરૂષ વેશમાં ત્યાં આવે છે. રાહુમલ ધ્રુજે પાય છે, ગુણવંતી રાહુમલને બનાવવા ઉટપટાંગ વાર્તા ચલાવે છે.

ગુણવંતી જાહેર થાય છે. ધારણા પ્રમાણે પોકળસીંહ આવે છે. રાહુ-મલ ગભરાય છે તેને સ્ત્રીવેષ પહેરાવી સુંદરી તરીકે રજુ કરે છે. ગુણવંતી ઘરમાં છુપાય છે, પોકલ અંદર આવે છે. સ્ત્રીરૂપે રાહુમલને જોઈ આશક થાય છે, સુહાસીની ઉલટી ટાંગ પોંકળના ગળામાં નાખે છે. પરસ્ત્રી લંપટને પ્રત્યક્ષ પકડી પાડવાની યુક્તિ કરી છે, એમ સમજાવી પોકલને શરમીંદો બનાવે છે, રાહુમલ જાન બચ્યો સમજે છે.

**પ્રવેશ ૮ મો**—તક્ષશીલનો મહેલ, બેદીલ બનેલો તક્ષશીલ તેને અંબાલીકા આવી વિશેષ ઉશ્કેરે છે, સીકંદરથી મીત્રતા કરવા અને પુરૂને પકડાવી દેવા, ઇંદીરાને પકડી કબજે લેવા સલાહ આપે છે, વ્યગ્ર મનનો તક્ષશીલ ઇંદીરાને મેળવી આપવાની કબુલાત લઇ તેમ કરવા કબુલ થાય છે, ઇંદીરા આવે છે. તક્ષશીલ તેની પાસે પ્રેમ માંગે છે. ઇંદીરા પોતાની શર્તના સબબથી હાલ તેમ ન કરી શકવા લાચારી જણાવે છે તક્ષશીલ લડાઇમાં ન ઉતરવાને પોતાનો ઠરાવ જણાવે છે. ઇંદીરા ઉપાલંભ કરે છે, અંબાલીકા સંકેત પ્રમાણે સેના સાથે ઇંદીરાને કેદ છે.

## ટેબ્લો.

**પ્રવેશ ૯ મો**—જેલમ નદી કાંઠે કીલ્લો અંબાલીકાની યુક્તી મુજબ સીકંદર સેના સાથે નદી તરી આવે છે. દગાનો શોર પોકાર થાય છે પુરૂરાજ જુજ સેના સાથે આવી પહોંચે છે. યુદ્ધ થાય છે. પુરૂ સીકંદરને હંફાવે છે તેટલામાં પાછળથી આવી તક્ષશીલ પુરૂરાજને કેદ કરે છે.

## ટેબ્લો. ડ્રોપ.

## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—સ્થળ તક્ષશીલના મહેલમાં સીકંદરનો દરબાર વીજયના નૃત્યગીત. પુરૂરાજ પર અંતરની ચાહના હોવા છતાં કસોટી કરવા માટે ઉપરથી નારાજી બતાવવાની એફીસ્ટીયનને સુચના કરી તેને પુરૂરાજને બોલાવી લાવવા મોકલે છે. પુરૂરાજનું કેદી હાલતે આવવું, સીકંદરે તેને માફી માંગી સંધીના કરાર કરવા કહેવું. પુરૂરાજે તે વાત ઇન્કાર કરવી, શાહે છળથી કરેલા વિજયને નાકબુલ કરવો. સીકંદરે બહાનાથી પુરૂને સમજાવવા પ્રયત્ન કરવો પુરૂએ તેથી ચલીત ન થતાં શાહને નીતીનો બોધ કરવો. સીકંદરે હુમ કસવો. પુરૂએ દ્રઢતાથી તેનો જવાબ વાળવો. તલવાર બાજીની માંગણી, એફીસ્ટીયને અંબાલીકા તથા તક્ષશીલે પુરૂ-સાથે તલવાર બાજીમાં ન ઉતરવા શાહને સલાહ આપવી, વીર ધર્મને અનુસરી સીકંદરે પુરૂરાજની માગણી માટે પ્રસન્તા જણાવી પુરૂરાજને મુક્ત કરી તેને તલવાર આપવી, પુરૂરાજ તથા સીકંદરનું દ્વંદયુદ્ધ. સીકંદરની હાર, એક ગ્રીસ સરદારે શાહના બચાવમાં રહી પુરૂરાજને જખમી કરવો સીકંદરે સરદારના અનિતીના કૃત્યપર ક્રોધ કરી તેનો વધ કરવા જલ્લાદને કહેવું. પુરૂરાજે તેને ક્ષમા આપવા શાહને કહેવું સરદારનો જલ્લાદના હાથથી બચાવ.

### ટબ્લો.

**પ્રવેશ ૨ જો**—રાહુમલનો મુકામ, સુહાસીની તથા ગુણવંતીનો સંકેત પોકળસીંહનું આવવું. કામક્રીડાની આતુરતા, ગુણવંતી બહાનાં ખોળીને વખત વીતાડવો, ધારણા પ્રમાણે રાહુમલનું આવી લાગવું, પોકળનું ભયભીત થવું, તેને પુતળું બનાવી ઉભો રાખવો, રાહુમલનું અંદર આવવું, પુતળું: જોઈ વિસ્મય. ગુણવંતીએ

જાણી જોઇને ફૈસલો કરવા દેવો, રાહુમલે વ્હેમ ખાઈ પુતળાને તપાસવું, પોકળસીંહ ખુલ્લો પડવો આ ગોટાળાનો ખુલાસો માંગવો. ગુણવંતીએ રાહુમલને ચતુરાઇથી ઉલટો સપડાવવો, સુહાસીનીને બહાર આવી રાહુમલ ક્યાં છે તે પુછવું, રાહુમલ તથા પોકળ બન્નેનું ગભરાવવું, સુહાસીનીએ રાહુમલ પોતાને ચાહે છે, તેવી વાત કરવી રાહુમલે યુક્તિથી પોતાના બચાવમાં કોઇ બીજોજ મારો વેશ લેનાર તેને ચાહનાર છે એવો જવાબ દેવો અને તેને પકડી લાવી બતાવવાને બહાને ખસી નીકળવું. પોકળસીંહે ભય સમજી જઇ પશ્ચાતાપ કરવો. પોકલને ગુણવંતીની સીખામણ, સુહાસીનીપર પોકળનો પ્રેમ.

**પ્રવેશ ૩ જો**—સ્થળ તક્ષશીલના મહેલમાં જેલનો ભોગ અંબાલીકા તથા તક્ષતીલ ઇંદીરા અને પુરૂમાં કલહ કરાવવાની યુક્તિ રચે છે, પોકલસીંહને ગામડીઆનો વેશ કરી કપટ પત્ર આપવા પુરૂરાજ તરફ મોકલે છે, સીકંદરે ઇંદીરાને બોલાવવી, પુરૂરાજના મૃત્યુની ખોટી ખબર આપી તક્ષશીલ સાથે પરણવા ફરમાન કરવું, ઇંદીરાએ તેથી આઘાત પામવો, તક્ષશીલને ધીક્કારવો, કસોટી કરી ઈંદીરાપર સીકંદરે મનમાં ખુશ થઇ તેને ઉપરથી દમકથી તક્ષશીલને પરણવાનો વિચાર કરવા માટે એક રાતની મુદત આપવી. શાહનું જવું, તક્ષશીલે ઇંદીરાને સમજાવી દમ દેવો ઇંદીરાએ દૃઢતા જણાવવી, બળાત્કારની તૈયારી, સરોજનું અચાનક આવવું ઈંદીરાને બચાવી તક્ષશીલને કેદ કરવો.

## ટેબ્લો

**પ્રવેશ ૪ થો**—સ્થળ, પુરૂરાજનો મુકામ જખમી હાલતે પુરૂરાજ વીધીની વીચીત્રતા વીચારે છે, પોકળસીંહનું ગામડીઆના વેશે આવવું પુરૂરાજને પત્ર આપવો. પુરૂરાજે પત્ર વાંચવો, ઇંદીરાનો તક્ષશીલપર ઉપરનો પત્ર છે એમ જાણવું, પત્રની બીનાથી કોપીત તથા ઉદાસી

થવું, ઇંદીરા તક્ષશીલના પ્યારમાં છે, એવો વ્હેમ, પત્ર પાછો આપવો, પોકળે ભુલથી પત્ર અહીં આપ્યો છે એમ ખુલાસો કરવો. અને પત્ર લઈ જવો. ઇંદીરા તથા સુંદરી આવે છે, ઇંદીરા તરફ પુરૂરાજની ઇતરાજી ખુલાસો, ઇંદીરાની દલીલ, પુરૂનો તીરસ્કાર, ઈંદીરાનો અફસોસ અને સીકંદર રૂબરૂ સચ્ચાઈ જાહેરમાં લાવવા ઠરાવ જણાવી જવું.

પ્રવેશ ૫ મો—રાહુમલનું મકાન, ગુણવંતી સુહાસિની તથા પોકળસીંહ રાહુમલને ઠેકાણે લાવવાની રચના રચે છે. પોકળસીંહ રાહુમલનો વેશ લે છે, રાહુમલ આવે છે તેને નકલી તરીકે બનાવેછે. અસલ રાહુમલ તરાકે પોકળસીંહ રજુ થાય છે રાહુમલને આશ્ચર્ય અને જુઠાણુમાં સપડાયા સંબંધી ખેદ. રાહુમલે પોતાનું ખરાપણું કહેવું. સહુએ તેને ફટકા મારી કાઢી મુકવો રાહુમલે નીરૂપાય સુહાસીનીને ચાહનાર પોતેજ છે, એમ કબુલ કરવું, હમશીકલ (મળતા ચ્હેરાનો) ગોટાળો સમાપ્ત થવો. ગોટાળાના કારણરૂપ પરસ્ત્રી લંપટપણાના અપરાધ માટે પશ્ચાતાપ, બન્નેને પોતાની પત્નીઓની નેક ચાલ માટે ફીદાગીરી જણાવવા.

પ્રવેશ ૬ ઠો—સ્થળ, તક્ષશીલના મહેલમાં સીકંદરને દરબાર, પુરૂરાજને બોલાવી છેવટ કસોટી કરી મીત્રતા કરવાના સીકંદરનો વીચાર, પુરૂરાજને તેડી એલફીસ્ટીયનનું જવું. વેશ બદલો કરી ઇંદીરાનું આવવું, ફરીયાદ કરવી, ન્યાય માટે સીકંદરનું વચનદાન મેળવી પોતાનું શીયળભંગ કરવાની પેરવી કરનાર સખ્સના સાક્ષી તરીકે સીકંદરપર ઇંદીરાએ તોહમત મુકવું, સીકંદરનો કોલ, ઇંદીરાનું જાહેર થવું, પુરૂરાજનું આવવું, તક્ષશીલનું આવવું, સીકંદરે ઇંદીરાને ઉપલક રીતે આમ, ઢોંગ-સોંગ કરવા માટે દોષીત ગણવી, પુરૂરાજપરનો પ્યાર તજી તક્ષશીલને પરણવા કહેવું, પુરૂરાજને ઇંદીરાને તેવી

ફરજ પાડવા કહેવું, પુરૂરાજે તટસ્થ રહેવું, ઇંદીરાએ પુરૂરાજ તરફ પ્રેમ જાહેર કરવો, બાદશાહે પુરૂરાજને તટસ્થ રહેવા માટે તથા ઇંદીરાને હુકમ ન માનવા માટે ગુન્હેગાર ઠરાવી કેદ કરી વધનો હુકમ દેવા, ઇંદીરા તથા પુરૂરાજની ઉદાસીનતા શીક્ષા વ્હોરી લેવા તૈયાર થવું, સખ્ત કસોટી જલ્લાદોને ગરદન ધરવી સીકંદરનું તેઓની ધર્મ નીતી અને દ્રઢતા માટે અત્યંત પ્રસન્ન થવું. શીક્ષા માફ, પ્રેમથી ભેટવું અને નેકીના બદલા તરીકે મીત્ર બનાવી સમગ્ર પંજાબનું રાજ્ય અર્પણ કરવું, આ બનાવથી અંબાલીકા તથા તક્ષશીલનું દ્વેષે ભરાવું, પોતાના ઇનામની માગણી, શહેનશાહે તેઓને તેઓના કૃત્યનું ભાન કરાવવા ઇનામને બદલે અપરાધી જણાવવો, તેથી ઉસ્કેરાઈ જઈ તક્ષશીલ સીકંદરપર હુમલો કરે છે. સીકંદર તેને ઠાર મારે છે.

ટેબ્લો, ડ્રોપ.

---

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—સ્થળ કોહીમાં પર્વતમાં રાજમહેલ, ઇંદીરા પુરૂરાજે તીરસ્કાર કર્યા સંબંધી શોચમાં સાહેલીઓનો વીનોદ પ્રસંગ ઇંદી અંબાલીકાને લઈ સીકંદરનું આગમન, કપટપત્ર રજુ કરવો. અંબાલીકાની મુખજુબાની, પુરના મનનો સંદેહ જવો, અંબાલીકાનો ન્યાય, પુરૂરાજના માનને ખાતર અંબાલીકાને મારી ઇંદીરા પ્રત્યે પુરૂરાજે પ્રયાણમાં વ્હેમ કર્યા માટે ક્ષમા માગી, અભેદ પ્રેમ.

**પ્રવેશ ૨ જો**—સરોજ સુંદરી સરોજનું આનંદી મીલન, લગ્ન માટે ઇંદીરા દેવીની આજ્ઞા મેળવવાનો પ્રયત્ન કરવાનો ઠરાવ, પુરૂરાજનું આવવું, અંબાલીકાની હીલચાલપર નજર રાખવા સરોજને મોકલવો.

**પ્રવેશ ૩ જો**—અંબાલીકા સીકંદરે પોતાના બાપને માર્યો,

તે માટે તથા પોતાના અપમાન માટે વીચાર કરે છે. પોકળસીંહ તથા રાહુમલ તેમાં મદદ કરનાર તરીકે ગ્રીસ સરદાદ કે જેને સીકંદરે શીક્ષા કરી હતી, તેને લાવી મેળવેલો છે. તે સર્વ મળી સીકંદરના ખુનનો ઠરાવ કરે છે, અને તે ખુન કરાવવા માટે સીકંદરના અંગરક્ષક સૈનીક અમલદારને કહેવામાં આવે છે. અંગરક્ષક બે અમલદાર આ કામ માટે ના કહે છે. જેથી અંબાલીકા તથા સરદાર અમલદારોનું ખુન કરવા તત્પર થાય છે, શાહી અમલદારોનું ખુન, સરોજનું આવવું ભેદ જાણી લઇ શાહને બાતમી પહોંચાડવા જવું.

પ્રવેશ ૪ થો—સીકંદરની છાવણી, સીકંદરને પુરૂરાજ તથા સરોજ આવી કાવતરાની જાણ કરે છે, યુક્તિ ગોઠવવી, સર્વેનું છુપાઇ જવું, ખુનીઓનું આવવું, સીકંદરની જગોએ સીકંદરના બાવલાપર ઘા, સીકંદર તથા પુરરાજે ખુનીઓને પકડવા.

## ટેબલો.

પ્રવેશ ૫ મો—સ્થળ શાહના ખુનના અંજામની વાટ જોતા રહેલા પોકળશીંહ તથા રાહુમલને સરોજસીંહ તથા એલફીસ્ટીયન સહાઇથી પકડે છે.

પ્રવેશ ૬ ઠો—સીકંદરનો દરબાર, સીકંદર પુરૂરાજ તથા ઇંદીરા વીગેરે સમક્ષ પકડાએલ અંબાલીકા તથા ગ્રીસ સરદાર વીગેરેને લાવવામાં આવે છે પાપીઓનો ન્યાય, પાપીઓનોપૂર્ણ પશ્ચાતાપ, દેશદ્રોહી અંબાલીકાનો મરીને પ્રાયશ્ચીત કરવાનો ઇરાદો, કીમત જાણીને તેમે બચાવવા સીકંદરનો ઇરાદો. પુરની તેમાં સંમતી, આનંદ પ્રસંગના માનમાં ગુન્હેગારોને ક્ષમા, સીકંદરે નેકીવંત ક્ષત્રીનરોની કદર બુઝી પુરૂરાજની મીત્રતાની સલામતી તથા પુરૂરાજ અને ઇંદીરા તેમજ સરોજ સુંદરીનો હસ્તમેળાપ શુભાશીર્વાદ, ઇતિ શુભમ.

# શ્રી વીરકેસરી નાટકની પાત્ર સંકલના

## પુરૂષ વર્ગ.

સીકંદર... ... (મહાન અલેકઝાન્ડર) } ગ્રીસ દેશનો જગતજીત બાદશાહ.

પુરૂરાજ (પૌરસ) ...પંજાબ લાહોરનો મહારાજા

તક્ષશીલ ... ...પંજાબ પૈકી એક ભુપતી.

એલફીસ્ટીયન ...સીકંદરશાહનો દુત.

ગ્રીસીય સરદાર... ...સીકંદરના અંગરક્ષક અમલદાર

તેગસીંહ... ... ...ઇંદીરા કુમારીના સેનાપતી

સરોજસીંહ ... ...તેગસીંહના પુત્ર

પોકલસીંહ... ... રાહુમલ ... ... } તક્ષશીલના ખંડીઆ રાજાઓ

## સ્ત્રી વર્ગ.

ઇંદીરાદેવી ... ... કોહીમા પર્વતની રાણી

અંબાલીકા ... ... તક્ષશીલની બહેન

સુંદરી ... ... ... ઇંદીરાની સખી

સુહાસીની ... ... પોકલસીંહની સ્ત્રી

ગુણવતી... ... ... રાહુમલની સ્ત્રી

સ્થળ—પંજાબ—લાહોર—તક્ષકનગર,

શીવાય દરબારી, લશ્કરી, દ્વારપાળ અને વારાંગનાઓ વીગેરે.

॥ श्रीः ॥

# વીર કેસરી

## નાટકનાં ગાયનો.

---

સુત્રધાર— ૧

ૐ શ્રી બંસીધારી વ્રજપતિ બનમાલી
બલીહારી બલીહારી વંદુ વહાલા વારી વારી
મંગલ મુરત પ્રભુ પ્રિતી વારીધી
પાહી પાહીહે પ્રાર્થ સારથી શ્રેયના નીધી
તવકૃતિ રસવતી કરકરધારી હરિ સુણી વિનંતી
મહદ વરદ પદ તમારૂ સફળ કરો—સીદ્ધ કરો
કામના હે શ્રીપતિ—

બાળાઓ— ૨

વીર તરકસ તન ધરીને શુરવીર રણધીર આવ્યા
દેવ દુંદુંભી ગડગડીયાં પ્રીતેથી સુર સુંદરીએ વધાવ્યા
અટલ અડગ ભીવણુ પણુ દેશ હીત લીધ
કેશરીયાં કરી રણમાળા ધરી અભય પ્યાલા પીધા
શીર સોપ્યાં દેશ દાઝમાં સુખે સુયશ વહોરી લીધા
જગ અમર નામ કીધા એવા દેશ ભક્તએ—વીર૦
સ્વતંત્રતામાં પુર્ણ પ્રભાકર કેસરી બળવંતા
ધર્મ નિતિમાં ધર્મ ધુરંધર મહારથી મદમાતા

હિંદ માતાના પુત્ર પનોતા અનમીને અટંકા
દેશો દેશ દીધા ડંકા એવા બહાદુર બંકાએ—તીર૦

રાજ મંડળ ૩

જય રહો જશ રહો હીંદના નરેશનો સ્વદેશનો
સદાય જય રહો.
હાં દેશની સ્વતંત્રતા શ્રેષ્ટતાં સ્વાધિનતા
કાયમ દાયમ રહો—
માતૃ સેવાના પ્રસાદથી ધર્મ નીતિના પ્રતાપથી
યશ વરો શુરનરો જંગે ચડો—

ગુણવંતી ૪

અરે ઓ હીંદ હિતેચ્છુ હીંદના લગનની રીત સુધારો
લાયક જોડલાં મેળવો જેથી થાય સંસાર સુખાળો—અરે
બાળ લગ્ન ને વૃદ્ધ લગ્ન કે પૈસાના લગ્ન થાય
ગુણ સ્વભાવ વિરૂદ્ધ લગ્નથી દેશનો દાટ વળાય
હાય લાગે અંતર લ્હાય—અરે૦
હીરાના હાર ને મોતીની માળામાં નથી સંસારમાં સુખ
અમો જેથી નવ યોવના નારીને જુગતી જોડી વિના
દુઃખ દુઃખ સંસાર માંહે ન સુખ-અરે

ગુણવંતી— ૫

આપ પાપડ વાડીમા પધારજો લ્હેરીલાલ
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલી ચાલ મારી પાડોશમાં તુળશી ક્યારાનુ નીશાન છે
( છજામાં ) તુળશીના ઝાડનું નીશાન છે—લ્હેરીલાલ૦

અખંડને અભંગ આજ સાંજ પહેલા આવજો

હડતાળવાળાનું તોફાન છે જબરૂં હડતાળવાળાનું

તોફાન છે—હેરીલાલ૦

પોકલ—જોખમ ભરેલું કામ પુરી પંચાત છે ધાસ્તી છે

આફતમાં જાન છે, મારા બાપ ધાસ્તી છે—હેરીલાલ૦

અંબાલીકા ૬

સુંદર ગોરી ગોરી છબી આ લાગે પ્યારી

હાંરે મારા પ્રેમી પાતળીઆજી તનમન તમપર વારી

પ્રણુય પરિક્ષક છો દિલગીરીઆદર્શ પામી મુજ

લોચન ઠરીયાં

પ્રીતે પળજો સુખકર નૌતમ ન્યારા

ના ભુલી જશો મનહર મોહન મારા

હાંરે મારા મંદીર વસીયા બની પ્રીયની પુજારી

સાહેલીઓ— ૭

રે બની જુવતી જોબન ઉભરાતી

સુંદર શું સોહાતી, મદન મદમાતી —રે બની

મનહર મયંક મુખ મુગ્ધા મધુરી

અલબેલી ઇંદ્રની પરી

ખંજન નયન નેહ ભીનાં રસીલા

ભ્રકુટીમાં ભુરકી ભરી મોહન મંત્ર મારે છે જાદુગરી

ગૌરઅંગ રંગ ઢંગ દેવ સુંદરી—બની

સાહેલી-સુંદરી— ૮

સાહેલી-મીઠી મીઠી રસ પ્યાલી પાશે રસીલા લાલા

સુંદરી—અરે જારે જા જાણ્યા સહુ ઢંગ તમારા
સાહેલી—આનંદે લેશો દેશો રસિકા રતિ લ્હાવા
સુંદરી—જાણું ન કાંઈ બાઈ વચન વદો શું આવાં
સાહેલી—પ્રીયતમ તનમન હરનારા
નટખટ છલબલ ભરપુર રસખાણુ જ્ઞાનવાન
સુંદરી—છોડો ચાળા—મીઠા

સુંદરી સરોજ— ૯

સુંદરી—હાંહાંરે દર્શન દેજોરે સુદ્ધ લેજોરે છબીલા પ્રીય પ્રાણુ
સરોજ—હાંહાંરે હરદમ તારીકે રઢ લાગીરે માર્યા તે મોહબાણુ
સુંદરી—હાંપ્રીયતમ અનુપમછો નગીના મારા તનમન છું કુરબાન
સરોજ—હાં દીલબર અમુલખ છો હૈયાના હીરા સુખકર છો
રસખાણુ—હાંહાંરે૦
સુંદરી—સૌભાગ્ય શણગાર મારા તનમાના માલીક મારા
સરોજ—પ્રીતિની પીયુષ ધારા પ્રીયતમના જીવન પ્યારાં
સુંદરી—વારી વારી જાઉં હું બલીહારીરે મન મોહન લાલા
સરોજ—પ્યારી પ્યારી લાગેશી છબી તારીરે દીલ હરણી દારા
સુંદરી—પાઇ છે પ્રેમ બુટી
સરોજ—દીધું છે દીલ લુંટી
સુંદરી—એમ ?
સરોજ—હા.

ઇંદીરા— ૧૦

જારે જારે કોયલ કાળી તારી ટહુકારી
લાગે અકારી જખમકારી—જારે જારે

વીરહીનીને શીદ વીદારે
શર જેવા સ્વર શાને ઉચ્ચારે
બળતીને બાઈ બહુ શું બાળે
લાગે કલેજે કટારી—જારે જારે.

સુહાસીની— ૧૧

કેવો ખાધો ગોળને સાટે ખોળ હાંરે ધીક ધીક
હરાયા ઢોર હવે તમે હાથમાં આવ્યા ચોર
તમોને જોઇ હું લાજી

પોકળ—એતો જરા કરતો હતો હું તાલ તમો આવું જુઠું ચઢાઓ ન આળ

રાહુ—જુઓ મારા કરડી ખાધા ગાલ પુરાવો સાફ છે હાજી

સુહાસીની—પીંજરામાં પકડાયો ઉંદર

રાહુ—ફાવવા જતાં ફસાઇ પડયો

પોકળ—આવી છે આફત આમ

રાહુ—કેવી દીધી શાપ બેટાજી આમ

પોકલ—પાજી આવી દગલબાજી-

ઇદીરા— ૧૨

હુંપદ તજો હરામી દુનીઆ નથી સદાની
જર જોર ને જુવાની સહુએ થવાની ફાની
સાચી સલાહ માનીરે કરણી કરો મજાની
મમતા મુકોને પ્રાણી સહુ અંતે ધુળધાણી
આ જુઠી જીંદગાનીરે સ્વપ્ન સમી લ્યો જાણી

કોઇ આજ કોઈ કાલે પરલોક પંથ ચાલે
જમદુત આવી ઝાલેરે દુનીઆ દુબી જવાની

## અંક બીજો.

વારાંગનાઓ— ૧૩

જયવીર મહા રણધીર સીકંદરશાહ સદા જયવંત રહો
દીલ રહેમતે પ્રેમથી પુર્ણ રહો બળ બુદ્ધિ પ્રતાપ અનંત રહો
યશ સુયશ છવાઈ રહો તુજ ગાન ગુણીજન બાઈ રહો
તુજ આણુ અખંડ દીપાઈ રહો નીત મંગળ હર્ષ વાધાઈ રહો

વારાંગનાઓ— ૧૪

પ્યારી આજ ધન્ય ધન્ય સુખકર અવસર
બેઠા તખ્તપર અલીજા નામવર
ચમકત દુહાઈ જેની જગ સુવિમળ
ગુણ ગાઈએ નરનારી જઇએ વારી બલીહારી
આવો સખીરી કીજે નૃત્યગીતવર

ગુણવંતી— ૧૫

થન ગન થૈયા ( ૨ ) નાચો નચૈયા નાચો
રાખીને સુરતાલ ગરીન ગીનધા ( ૩ ) હા હા
તમે વેશ મઝાનો લાવ્યા

રાહુમલ—તમે લાગો છો હડકાયા

ગુણવંતી—તમે ભલા લાગમાં આવ્યારે
ઠીક આવ્યા ખુબ આવ્યા બેશ આવ્યા

પોકળ—લાફાનો ખાવા માર-થન ગન
ગુણુવંતી—તમે પુરા છો પુણ્યશાળી
રાહુમલ—મળી તક સોનેરી સારી
પોકળ—અમો ફસ્યા જોઈ પરનારી રે હાય નારી
વોય નારી ઉફ નારી
ગુણુવંતી—ઓરા આવોને લાલ
રાહુમલ—ગદી ગીનધા (૩) થનગન

ગુણુવંતી— ૧૬

ઠાકોરશ્રી ઠેકાણે આવ્યા
બહુ પસ્તાયા દોડી દોડીને ધરાયા -ઠાકોરશ્રી
સુહાસીની—આશીરવાદે અર્થ સરેના ભયથી કામ સરે છે
એ ન્યાયે અમ સ્વામીનાથને જુગતીથી સપડાવ્યા
શરમાવ્યા સમજાવ્યા-ઠાકોરશ્રી
ગુણુવંતી-સીધી આંગળીએ ઘી ના નીકળે
વાંકી બીજ પુજાએ શઠની સાથે શઠતા કરવી
એ જગ વચન વદાયાં વંચાયાં કહેવાયાં-ઠાકોરશ્રી

ઈંદીરા— ૧૭

બાંધી આશા પ્યારા તારા પ્રેમમાં
નષ્ટ આશા અજે મારા પ્રેમમાં
સખ્ત મુશ્કીલ ધર્મ સાચા પ્રેમનો
કાઢી આપું પ્રાણ પ્રેમમાં
જેને વીતી તેજ જાણે આ સીતમ
દર્દ દીલની લાગી જવાળા પ્રેમમાં

દીલમાં આવે છે કે જોગણુ હું બનું
થઇ દીવાની દીનદારા પ્રેમમાં

પોકળ-ગુણવંતી— ૧૮

જોઓરે ફુટકાથી જોઓ (૨) પુરેપુરા હ પોઓરે
અને કરી નાખોને ચોખો ફુટકાથી જોઓ
રાહુમલ-ઓઓરે દુનીઆના લોકો જોયા જેવા મોઓરે
આની કયાં મુકવી પોકોરે દુનીઆના લોકો
શીયાલવું ઘર ધણી થઈ બેઠુ બંએ બંબજ ચાલ્યુ
ગુણવંતી-જુઠું બોલવા જાતાં જો જો ઉલટું ઉંધુ માર્યું
પોકલ—અસલીયો પીટાય બંદો નકલીયો હરખાય
રાહુમળ—બેરૂ આંધળે કુટાયરે દુનીઆના લોકો-જોઓરે

સુહા— ૧૯

મારે લેવી મોજડી. (૨) મઝાની લેવી મોજડી.
સીતારીઓવાળી રેશમ જેવી રૂડી.
ઓ પ્યારા ચાહે તારી જીંદગી વેચાય—મારે લેવી
ગુણવંતી—મારેલેવી મોજડી (૨) લાહોરી રૂડી મોજડી
જરીથા ભરેલી ફુલેથીએ હલકી.
ઓપ્યારા ચાહે તારૂ લીલામ થઇ જાય—મારેલેવી.
રાહું—ચાલો લઇ દઉ મોજડી (૨) બસ ચમચમ બોલે
મોજડી સ્લીપર કાળી દીલપસંદ રૂડી.
ઓ પ્યારી મોજડીની શી છે વીસાત-ચાલો
ગુણવંતી—મારે લેવો ઘાઘરો (૨) ઘેરાબો રૂડો ઘાઘરો
ઘુઘરીઓ વાળો રંગ બેરંગી રૂડો
ઓ પ્યારા ચાહેતારો બંગલો વેચાય—મારેલેવો

પોકલ—ચાલ તને લઈ હઉં (૨) દીલદાર તને લઇ હઉં
સોનેરી સાડી ખાસ બનારસની.
એ પ્યારી ઘાઘરાની શી છે વીસાત—ચાલ તને

૨૦

ડાચી વાલીયા મોડ મોહારવે નયના વાલીયા લેચલ નાલવે
તેરી ડાચી દે ગલ વીચ તનીયા મંયતો પીર મનાવન ચલીયાં
ટર અશકદા બેડા પારવે......દે ડાચી
તેરી ડાચી દે અજબ સીંગારવે સાનુ દેદે રોજ દીદારવે
ડાચી વાલીયા મોડમુહારવે એ નેંના વાલીયાં લેચલ નાલવે
તેરી ડાચી દે પ્યારે નયંનવે શાનુ દેખે બીન નાંહી ચેંનવે
કર આશકદા બેડા પારવે......દે ડાચી.

ઈંદીરા—  ૨૧

જબ દીલ ન હો કાબુમેં તો કયા મેરી ખતા હય'યેહ શાનેખુદાહય
સચ હય જો મહોબ્બતસેં તો કીસીને કહાહય આફત હયબલા હય
આઝારે મહોબ્બતસે તો અલ્લાહી બચાએ યેહ ગમન દીખાએ
યેહ દર્દ વો હય જીસકી નહી કોઈ દવા હય બેકાર હુઆ હય
શયદાકો લગે કોસને અંદાઝ તો દેખો કુછ ગોર તો કરો
મરના હય તો મરનેકે સીવા કોન જીયા હય આખીરકો ફના હય

# અંક ત્રીજો.

ઈંદીરા—  ૨૨

હા....છેલા અલબેલાં સાહેબા,
પુરૂ મોહની લગાડી લલના,

ઈંદીરા—થયા છો પતિ આ તનના
ચરણુ શરણુ તમ તારણુ તરણુ મમ
હાં.....રૂડા રઢીઆળા શામળા—હાં છેલા
રતિને કામ જેમ એક રૂપ પ્રેમમાં છે
પુરૂ—પુરના પ્રાણુ પ્યારી ઈંદીરાના પ્રેમમાં છે
ઈંદીરા—રસીલા સમ મારા સર્વદા સમીપ રહેજો
પુરૂ—બની શમ ઉર્વશી સદા પ્રિતીનું દાન દેજો
ઘડી પણુ નવ કરૂં ન્યારા સુખકર સુંદર વર મારા
મગન મગન મન વસ્યો આનંદ ઘન
હાં.......રૂડા રઢીઆળા—હાં છેલા

સુંદરી— ૨૩

બની સુંદર અલબેલા લાલ, ધરીને વ્હાલા
આવો ઉમંગમાં
સરોજ—બન્યો આતુર અલબેલી આજ, સફળ કાજ
આનંદ અંગમાં—બની
લગની પુરી લગાડી તેં કૃતાર્થ કરી
સુંદરી—નવલ વેલી પ્રેમી તરૂવર સાથ વરી
સુણી અમૃત સમ વેણુ પ્રાણુ છે ગુલતાન
પ્રીતિ તરંગમાં બની સુંદર—
કામણુ કર્યા શા કહોને છબીલા, ભામાને ભોળવી આમ
સરોજ—ઉત્તમ અતુલા ગુણે કરીને, ગોરી કર્યો તેં ગુલામ
સુંદરી—મુખના મધુરા જાઓ જાણું છું ધુતારા —બની૦

રાહુ— ૨૪

આફતનો જમાનો આવ્યો ભારે ઉપજ્યો છે
નથી ઉગરવા આરો ચારો આમ આફત છે
ગોકુળ—ઢોર હરાયા ડબે પુરાયા અંકે નંગ બે
કડાં લોઢાનાં જડયાં હાથમાં ઠણુઠણુ ઠણુઠણુ કે
પાપી કયાં જઈને કે તેને કોઇ દાદ ના દે
ચારો આમ આફત છે
સરોજ—કરણી તેવી પાર ઉતરણી ખોદે તેજ પડે
ભલા ભુંડાનો બદલો ભગવત દીધા વીના નારે-પાપી ક્યાં.
એલક્ટ્રીસિટયન-વેશ કર્યાં બહુરૂપી બનીયા લંપટતા કાજે
મોટા ઘરના થયા પરોણા સપડાયા અંતે
હવે કોઈ દાદ ના દે તારો થયા પાપથી બે—ચારો આમ.
ઈંદીરા— ૨૫

થવાનું ના થવાનું નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે ?
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે ?
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળી યોદ્ધા.
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે ?
રમ્યા જુગટું સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે ?

શાન્તિ શાન્તિ શાન્તિ

સમાપ્ત.

# જાહેર ખબર.

અમારી કંપનીનાં નીચલાં નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીંમતે રોકડેથી અથવા વેલ્યુપેબલ પાર્સલથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. | ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|---|---|
| વીર-અજીત ... | ૦-૪-૦ | ન્યાયસીંધુ .. ... | ૦-૪-૦ |
| જયાકુમારી... ... | ૦-૪-૦ | ધર્મજોશ ... ... | ૦-૪-૦ |
| અહલ્યાબાઈ ... | ૦-૪-૦ | સતી-સવિતા ... | ૦-૪-૦ |
| સીદ્ધ સત્યેન્દ્ર ... | ૦-૪-૦ | રંગતરંગ ... ... | ૦-૪-૦ |
| ચંદ્રગુપ્ત ... ... | ૦-૪-૦ | ભારતવીર ... ... | ૦-૪-૦ |
| વીર-કેસરી... ... | ૦-૪-૦ | વીર-રમણી ... | ૦-૪-૦ |
| સ્વયંવર ... ... | ૦-૪-૦ | મેઘ મયુરી... ... | ૦-૪-૦ |
| બભ્રુવાહન... ... | ૦-૪-૦ | યોગમાયા ... ... | ૦-૪-૦ |
| આત્મબળ... ... | ૦-૪-૦ | મહાત્મા તુલસીદાસ | ૦-૪-૦ |
| સમ્રાટ અશોક ... | ૦-૪-૦ | જીવન નોકા... ... | ૦-૪-૦ |

બચુભાઇ શીવપ્રસાદ

માલેક

શ્રી આર્યોદય નાટક સમાજ.